# દાદાજી નું સ્વપ્નું

હોલી કેલર





# દાદાજી નું સ્વપ્નું

હૉલી કેલર , ગુજરાથી: સુધીર જે.

ન્યૂએન થુ હુઆંગ પૅયસન અને ન્યૂએન શોન તુરાંગ માટે આદર સાથે.



## આમુખ

જ્યાં સુધી લોકો ની સ્મરણ શક્તિ એમને લઇ જાય છે, વિએટનામ ના મેકોંગ નદી ના મુખત્રિકોણ માં સ્થિત સરોડું નું મેદાન એક વિશાળ અને ખૂબસૂરત કાંપ રહ્યું હશે, જ્યાં વિવિધ પક્ષીઓ, વનસ્પતિ, અને પ્રાણીઓ એ એમના ઘર બનાવ્યા હતા. દુનિયા ના સૌથી મોટા ઉડવાવાળા પક્ષી - સારસ પણ ત્યાં વસતા હતા. વિએટનામ ના રહેવાસી એને લાંબી આયુ અને ખુશહાલ પરિવાર નું પ્રતીક માની એની રક્ષા કરતા હતા.

પણ વિએટનામ યુદ્ધ દરમ્યાન કાંપ નું પાણી સુકાવવા માટે ત્યાં ઘણી નહેરો ખોદવામાં આવી. એટલે ત્યાં ઉગેલી વનસ્પતિ ને નુકસાન થયું જે સૈનિકો ને છુપાવા માટે આડશ નું કામ કરતી હતી. એ નહેરો થી સરોડું ના મેદાન માં પાણી નું પ્રાકૃતિક વહેણ નષ્ટ થઇ ગયું જેનાથી પશુ-પક્ષીઓ નું ત્યાં રહેવું અસંભવ થઈ ગયું. એમાં થી મોટા ભાગ ના ગાયબ થઈ ગયા અથવા મરી ગયા. યુદ્ધ પછી મોટા ભાગ ની જમીન ધાન (ચોખા) ના ખેતર માં તબદીલ થઇ ગઈ.

પણ થોડા પરિવારો ને સારસ યાદ છે. તેઓ કાંપ ને ફરી બહાલ કરવા માંગે છે જેથી સારસ ત્યાં ફરી આવી શકે. પણ મોટા ભાગ ના નવજવાન એ જમીન નો ઉપયોગ ધાન ની ખેતી માટે કરવા ચાહે છે. જુના જમાના ની પરંપરાઓ અને ભવિષ્ય ની જરૂરતો વચ્ચે સંતુલન શોધવું હંમેશા મુશ્કેલ હોય છે.





"નવા બાંધ બની ચુક્યા છે," દાદાજી એ નામ ના કટોરા માં માછલી નો ટુકડો નાખતા કહ્યું.

"તો શું હવે સારસ પ્રત્યાગમન કરશે?" નામે પૂછ્યું.

દાદાજી એ નિસાસો નાખ્યો અને પોતાના કટોરા માં થોડા ભાત નાખ્યા. "જુઓ શું થાય છે. એક સમયે એ એટલા બધા હતા કે જયારે તેઓ એના ખાવા-રહેવા ના સ્થાન પરથી ઉડતા તો શિયાળા નું આસમાન ઢંકાઈ જતું. ત્યારે યુદ્ધ શરુ થયું અને જ્યાં સુધી યુદ્ધ સમાપ્ત થયું ત્યાં સુધીમાં એ જઈ ચુક્યા હતા.

"આખરે તેઓ ગયા ક્યાં?"

"એ જગ્યા એ જે વધારે સુરક્ષિત હતી," દાદાજી બોલ્યા, "અને જ્યાં ખાવા માટે પુષ્કળ હતું."



અધીરા થઈ ને માઁ એ અંગારા ને ફેરવ્યા અને માછલી ના આખરી ટુકડા ને ફેરવ્યો. "ખાવાનું જલ્દી પૂરું કર, નામ," એણે કહ્યું. "બહુ મોડું થઈ ગયું છે. તારા દાદાજી એ તો આપણા આખા ટોમ નોંગ ગામ ને આ પક્ષીઓ ની ફિકર માં ઉલઝાવ્યું છે, જે બિલકુલ નકામા પક્ષી હોય છે."

પાપા એ નામ નો હાથ થપથપાવ્યો. "જયારે ચોમાસુ આવશે ત્યારે બાંધ થી ઘેરાયેલી જમીન પાણી થી ભરાઈ જશે, જેમ પહેલા ભરાતી હતી. ત્યારે ત્યાં ફરીથી વનસ્પતિ અને વૃક્ષ ઉગશે અને સારસ પણ ઘરે પાછા ફરશે."

"અગર એ પાછા ન આવે તો?" નામે ચિંતાતુર થઈ ને પૂછ્યું.

" જો એ પાછા ન આવે," પાપા એ પોતાનો કટોરો નીચે મુકતા કહ્યું, "તો ખેડૂત એ જમીન પાછી લઈ લેશે જે તારા દાદા અને બીજાઓ એ સારસ માટે બચાવી ને રાખી છે. તેઓ એમાં ધાન રોપી દેશે."

દાદાજી એ માથું હલાવ્યું. "અને આપણા બધા ની પાસે ફક્ત મોટી ફાંદ હશે," એ નારાજગી થી બોલ્યા અને ટેબલ પર થી ઉઠી ગયા.

"સૂવાનો સમય થઈ ગયો છે, નામ," માઁ એ કડવાશ થી કહ્યું.





નામ દાદાજી ની પાછળ-પાછળ પાછલા વરંડા માં ગયો. એણે એની ચટાઈ એ તરફ સરકાવી જ્યાં દાદાજી બેઠા હતા. એના બંને ગલુડિયા ચો-ટોમ અને ચો-પેન્હ પણ એની પાસે લાંબા થઈ ગયા.

"દાદાજી," નામ બોલ્યો, "તમે એટલું કેમ ઈચ્છો છો કે સારસ પાછા ફરે?"

"કારણકે વિએટનામ એમનું પણ ઘર હતું," વૃદ્ધે જવાબ આપ્યો. "સારસ તાકાતવર પક્ષી હોય છે અને લાંબી આયુ જીવે છે. અમે બધા માનતા હતા કે એ અમારા માટે ભાગ્યશાળી છે. હવે તો લડાઈ પૂરી થઈ ચુકી છે અને આપણે બધા સલામત છીએ. એ પક્ષીઓ ની સલામતી પણ જરૂરી છે, નહીં તો તેઓ હંમેશ  માટે ચાલ્યા જશે."

દાદાજી મોડે સુધી ચુપચાપ બેઠા રહ્યા.

"શું આજે તમે વાર્તા નહીં સંભળાવો?" નામે આખરે પૂછી જ લીધું. દાદાજી એ સ્મિત કર્યું. "એક નાની એવી," એમણે કહ્યું, "કારણકે બહુ મોડું થઈ ગયું છે. જુના જમાના માં," દાદાજી એ શરૂઆત કરી, "જયારે નદી માં હજી જળબિલાડા રહેતા હતા, મારા પિતાજી એ બે નાના જળબિલાડા પકડયા. એને એ મારે માટે ઘરે લઈ આવ્યા. અમે એને રાંધેલી માછલી ના ટુકડા ખવડાવતા હતા. પછી અમે એને માછલી પકડવાનું અને ઘરે લાવવાનું શીખવાડયું."

"એ એમણે પકડેલી માછલી ખાઈ કેમ જતા ન હતા?" નામે જાણવા ચાહ્યું.

દાદાજી હસી પડયા. "કારણકે અમે એને ફક્ત રાંધેલી માછલી ખાવાનું જ શીખવાડયું હતું. એ ભૂલી ગયા હતા કે જીવતી માછલી ને પકડી ને કાચી પણ ખવાય!"



દાદાજી બીજું કંઈક યાદ કરીને હસ્યા. "તને ખબર છે, જો એને નદી માં માછલી ન મળતી તો એને ચોરી લેતા હતા. જે મહિલાઓ નદી કિનારે બેસી ને રાત્રિભોજન રાંધતી હતી એ વાતો માં એટલી મશગુલ હતી કે એને ખબર જ પડતી ન હતી કે ક્યારે એક માછલી આંચકી લેવામાં આવી છે. એ સમજી નહોતી સકતી કે એનું ખાવાનું ઓછું કેમ થઈ ગયું!"

નામ ને સ્મિત કરતા-કરતા જ ઊંઘ આવી ગઈ, કારણકે જળબિલાડા ની વાર્તા એની મનપસંદ હતી.



મે મહિના ના મધ્ય માં ચોમાસુ શરુ થઈ ગયું. વરસાદ પહેલા તો ધીમો-ધીમો, અને પછી મુશળધાર વરસવા લાગ્યો. નદી માં પૂર આવ્યું અને કિનારા પાણી માં ડૂબી ગયા. પાણી બાંધ માં સમાયેલું રહ્યું, અને વહી ન ગયું.

નામ એનો ઘણો સમય એના ગલુડિયા સાથે ઘરે જ વિતાવતો, જે ઝડપ થી મોટા થઈ રહ્યા હતા. દાદાજી રોજ સવારે બાંધ ની ચકાસણી કરવા જતા, અને ઘરે આવી ને બહુ ધીરજ થી આકાશ ને જોતા રહેતા.

જયારે વરસાદ આખરે થમ્યો, ત્યારે દાદાજી દરેક સવારે વહેલા ઉઠી ને સારસ ને શોધવા જોતા. જયારે એ પાછા ફરતા ત્યારે માઁ એમને માટે ગરમાગરમ સૂપ તૈયાર રાખતી.

"શું આજે તમને કોઈ સારસ દેખાયા?" પાપા એને પૂછતાં.

દાદાજી ઉદાસીથી માથું હલાવતા. પણ તરત એ પણ કહેતા, "પણ એ જરૂર આવશે, જોજે. કાલે રાત્રે મને ખાતરી છે કે મેં એનો અવાજ સાંભળ્યો."

"તમે અતીત માં જીવી રહ્યા છો, " માઁ ભવા ચઢાવતા કહેતી. "એ પક્ષી અહીં થી ચાલ્યા ગયા છે."



વર્ષારહિત દિવસો પૂરા થવા આવ્યા પણ સારસ ક્યાંય દેખાય નહીં. ગામ ના પંચાયતે બેઠક કરી અને નિર્ણય કર્યો કે જો આવતા ચોમાસા પહેલા સારસ પાછા ન ફરે તો એમના માટે આરક્ષિત કરેલી જમીન ઉપર ધાન રોપી દેવામાં આવશે.

દાદાજી બહુ નિરાશ થઈ ગયા. "ખેર, મારુ એ સ્વપ્ન જ બેવકૂફીભર્યું હતું," એ ઉદાસ થઈ ને બોલ્યા. નામ આ સાંભળી ને દુઃખી થઈ ગયો.



થોડા સપ્તાહ પછી એક દિવસ નામ ભેંસ ની રખેવાળી કરી રહ્યો હતો. એના કૂતરા ચો-ટોમ અને ચો-પેન્હ પણ રમત કરવા મેદાન માં દોડી આવ્યા. બંને ના મોઢા માં નાના-નાના પક્ષી ના બચ્ચા હતા.

નામે સ્મિત કર્યું. "બહુ સારા કૂતરા છો તમે બંને," એ બોલ્યો. કારણકે એણે જોઈ લીધું હતું કે એમણે એ નાના બચ્ચા ને કોઈ ઇજા પહોંચાડી નહોતી.



જયારે નામ ઘરે પહોંચ્યો, ત્યારે દાદાજી ઝોકું લઈ રહ્યા હતા.

"મારા કૂતરા એકદમ તમારા જળબિલાડા જેવા જ છે દાદાજી!" નામે જોરથી કહ્યું. દાદાજી એ આંખો ખોલી અને પૂછ્યું, "શું એ પણ માછલીઓ પકડી રહ્યા છે?"

"ના," નામે હસી ને જવાબ આપ્યો. "પક્ષીઓ ના બચ્ચા". પછી નામે ગુસપુસ કરીને પાપા ને કહ્યું, "એ રાખોડી રંગ ના હતા, બહુ અજીબ હતા. મેં એવા બચ્ચા પહેલા ક્યારેય નથી જોયા."

પાપા એ વિચાર કરતા હડપચી પર હાથ ફેરવ્યો. પછી હોંઠ પર આંગળી રાખી ને ઈશારો કર્યો, નામ કંઈ આગળ ન બોલે એ માટે.



બીજે દિવસે સવારે નામ અને પાપા પરોઢિયે ગુપચુપ ઘરેથી નીકળ્યા. ગામ માં અંધારું હતું અને શાંતિ પણ. તેઓ સારસ ના જુના ખોરાક ના વિસ્તાર માં પહોંચ્યા ત્યારે સૂરજ ઉગવાની તૈયારી હતી. થોડી વાર માં જયારે નામ ની આંખો એ હલ્કા પ્રકાશ થી ટેવાઈ ગઈ, ત્યારે એને દૂર સારસ દેખાયા.

"મેં લગભગ 200 તો ગણી લીધા છે!" પાપા એ કહ્યું.

"શું હવે હું દાદાજી ને કહી શકું છું?" નામે આજીજી કરી.

પાપા એ હકાર માં માથું હલાવ્યું અને નામ ને ગામ ની દિશા માં ધક્કો માર્યો.



નામ ના પગ પૂરવેગે દોડવા લાગ્યા. સૂરજ તપવા લાગ્યો હતો. નામ જાણતો હતો કે જલ્દી સારસ આકાશ માં ઉડશે.

"જલ્દી ચાલો, દાદાજી," એણે સડક પર દોડતા બૂમ પાડી. નામ દાદાજી નો હાથ પકડી એને પૂલ ની બીજી બાજુ બાંધ તરફ ખેંચવા લાગ્યો.





થોડી વાર માં ટોમ-નોંગ ગામ ઉપર અગણિત સારસ ઉડવા લાગ્યા. હવા એમના અવાજ થી ગુંજી ઉઠી. આખું ગામ એમને જોવા ભેગું થયું.

દાદાજી ને એની આંખો પર ભરોસો નહોતો થતો. "કેટલા મનોહર છે ને!" એણે ખુશી થી બૂમ પાડી.

અને બધા સંમત થયા - માઁ પણ.



એ રાતે જયારે નામ સૂવાની તૈયારી કરી રહ્યો હતો, દાદાજી એની પાસે આવીને બેઠા.

"તમારું સ્વપ્નું તો સારું જ હતું," નામ ધીરે થી બોલ્યો. "શું તમને લાગે છે કે સારસ હવે અહીં જ રહેશે?" નામ ને જાણવું હતું.

"એ તો તારા પર નિર્ભર કરશે," દાદાજી બોલ્યા.

અને નામ એમની વાત સમજી ગયો.